# બાજીરાવ-મસ્તાની

## નાટકના ગાયનો.

" શ્રી ભારત નાટક સમાજ " માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી ભારત નાટક સમાંજના માલેક "





"અમદાવાદ-" ચંદ્ર પ્રકાશ " પ્રીન્ટીંગ પ્રેસ અને

ભાવનગર

"શ્રી વિદ્યા-વિજય " પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.



શ્રી

# બાજીરાવ-મસ્તાની નાટકના ગાયનો.



"શ્રી ભારત નાટક સમાજ" માટે.



છપાવી પ્રગટ કરનાર

શ્રી ભારત નાટક સમાજના માલેક.

આવૃત્ત ૧ લી



અમદાવાદ "ચંદ્ર પ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં

અને

વનગર ધી "વિદ્યા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું



સંવત ૧૯૬૦. સને ૧૯૦૪.



કીંમત રૂ. ૦-૨-૦.

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ વર્ગ.

બાજીરાવ— . . .... . . . પેશ્વા
શાહુ માહારાજ —. .. સતારાનો રાજા
ચંદ્રસેન— . . ... ધનાજી જાધવનો પુત્ર.
બાપુસાહેબ— એક મુત્સદ્દી નોકર.
નીઝામ— . . ... . વરાડ પ્રાંતનો સુબો.
લટપટ ( રામા )— . . બુંદેલખંડનો બ્રાહ્મણ.
નાનાસાહેબ— . . ... બાજીરાવનો પુત્ર
માધવદાસ - .. ... દેવીનો પુજારી
ચટપટ ( ગંગાધર ) . માધવદાસનો પુત્ર.
કલ્યાણસ્વામી ( બ્રહ્મેંદ્રસ્વામી ) બાજીરાવનો ગુરૂ
રામદાસ— . . . . ... કલ્યાણસ્વામીનો ગુરૂ
શીરોમણી— .. . ..... . ...... .. મુર્ખ છોકરો
બગલો - ... .... ........શીરોમણીનો નોકર.

## સ્ત્રીવર્ગ.

મસ્તાની—.......... ..બાજીરાવપર મોહીત થનાર સ્ત્રી.
કાશીબાઈ—... ...... . .બાજીરાવની પરણેલ સ્ત્રી
મોહીની—......... . નગરવાસી નાયકા
મંજુલા—.. .. . .... . .....મુર્ખ શીરોમણીની સ્ત્રી.
પદ્મણી——. ......... મંજુલાની દાસી
લક્ષ્મી ( ગોપીકા બાઇ )— ત્રંબકરાવ સરદારની છોકરી ( નાના-સાહેબની સ્ત્રી )

ચોપદાર, સીપાઇ, કાસી, સીંધે, હોલકર, ગાયકવાડ, ડોશી, દત્તાજી, ઉતર વીગેરે, વીગેરે.

# બાજીરાવ-મસ્તાની

## નાટકનો ટુંકો સાર.

---

## અંક પહેલો

૧ **સુત્રધાર, બાળાઓ, ગીરનારી,** ગુરનુ સ્તવન નાટકની ચરચા.

૨ **શાહુની** કચેરી, **ચંદ્રસેનને** મહેણુ દેસી **ચંદ્રસેને, બાજીરાવનુ** પોગળ ખોલવુ, **બાજીરાવનું** આવવુ, **ચદ્રસેન, બાજીરાવનો** સવાદ, તરવારનો ત્યાગ, **ચદ્રસેનને** કાઢી મુકવો, **ચદ્રસેનને** બદલો લેવા તૈયાર થવુ, **નીઝામના** લીફાફો, **બાજીરાવની** નીઝામપર સ્વારી.

૩ **લટપટ** ( રામાનુ ભીખ માગવા આવવું **મસ્તાનીનું** સાભળવુ. તેને હકીકત પુછી, દીલગીર થઇ, નોકરીએ રાખી લેવો **બાદશાહનું** આવવુ. **બાજીરાવનુ શીંધે, હોલકર** તથા **ગાયકવાડ** સાથે વેશાતરમા આવી. **નીઝામના** દરબારમા જવું.

૪ **નીઝામનો** ખાનગી દરબાર પ્રપચ તેની **બાજીરાવ** તરફથી નશીયત, વાક્ય વીનોદ સરદેશમુખી ચોથાઇના હક લેવા. રવાના થવુ **નીઝામની** અફસોસી, **મસ્તાનીનું બાજીરાવપર** આશક થવુ, અને તેથી નાસવાનો વીચાર.

૫ **મસ્તાની** એ વગન થતાં **લટપટ** ને બોલાવવો. **લટપટે** સીડી નાંખવી અને તે સીડી ઉપરથી ઉતરવું **મસ્તાનીનુ** જવું **ચંદ્રસેનનું** સીપાઈ સાથે આવવું **લટપટનો** પ્રપંચ **મસ્તાનીની** આશંકાઈંગા **ચંદ્રસેન** લટપટ સાથે શોધવા જવું

૬ ગામબહાર ધર્મશાળાના ઓટલા સમયે **મસ્તાનીનું** રહેવું. **લટપટ** અને **ચંદ્રસેનનુ** આવવુ **લટપટનું** **ચંદ્રસેનને** બનાવવું **લટપટ** પાસે **મસ્તાનીનુ** જાહેર થવું સ્વામીભક્તિનુ ઉદાહરણ, **ચંદ્રસેનને** ઘાયલ કરવા **લટપટ** અને **મસ્તાનીનું** નાશી જવું ઉતારનું આવવું, **ચંદ્રસેનને** સારવાર વાસ્તે લઇ જવો.

૭ **બાજીરાવની** છાવણી **બાજીરાવ મસ્તાનીનો** ખુશીકારક દેખાવ.



# અંક ૨ જો.

૧ કશીબાઇનો બાપ નાનાસાહેબનું મસ્તાનીનો દ્વેષ રાખી આગમન કાશીબાઇનું સમજાવવું **બાજીરાવનું** આવવું કાશીબાઇનુ જવું. બન્નેની સલાહથી નાનાસાહેબને કેદની સજા સીપાઈનું નાનાસાહેબને લઇ જવું.

૨ **માતાના** પુજારી **માધવદાસની** પુત્રી લટપટ (ગંગાધર) સાથે પૈસા સંબંધી તકરાર બાપની સામે ઇગ્લીશ રોકડ તથા દાગીનાની પેટી લઇ મોહનરાવને ત્યાં જવું

૩ **મસ્તાની** ગયા બાબતની **ચંદ્રસેનનો** વ્યાકુળતા **લટપટનો** મેળાપ એકાબીજાનો વેરભાવ **ચંદ્રસેનને બાજીરાવનો**

જીવ લેવા વીચાર **ચટપટને** સમજાવવો **ચટપટનું** નીમકહલાલીથી જવું **લટપટનું** આવવું **ચટપટનું** ચહા બીસકુટ ખાતા ખાતા આવવું **લટપટ** સાથે અથડાવવું બન્નેનો વીવાદ લાયબલમા લોહી **લુહાણ ચંદ્રસેનનું** આવવું, **ચટપટને** લઇ જવો

૪ **મસ્તાનીનું નાનાસાહેબને** જેલમાથી છોડાવવું ગીપાઈને સમજણ નીમકહલાલીનો દાખલો

૫ **મોહીની** ત્થા **ઉસ્તાદની** ગમ્મત **ચટપટને** રંડીબાજની શીક્ષા દુનિયાને **નાયકાનો** પ્રત્યક્ષ દાખલો **ચટપટનો** પસ્તાવો

૬ **ચટપટ** અને છોકરાઓ, નીશાબાજ, જુગારી ત્થા રંડીબાજની હાલતનું બ્યાન, સગવાગનાર **ચટપટનું** આવવું.

૭ **બાજીરાવ મસ્તાનીનો** પ્રેમ **નાનાસાહેબનો** પ્રવેશ, સતાઇ જવું **ચંદ્રસેનનું** આવવું **નાનાસાહેબે ચંદ્રસેનને** ઘાયલ કરવો **ચંદ્રસેનનો** પ્રપંચ પ્રપંચમા ફાવવું **બાજીરાવે મસ્તાની** ત્થા **નાનાસાહેબને** કેદની સજા કરવી



## અંક ૩ જો.

૧ **મસ્તાનીનું** પ્રેમ મસ્ત થવું, **બાજીરાવનું** રટણ કરવું **ચટપટ, લટપટનો** પ્રવેશ **સીપાઇનો** ઘાત, **ચંદ્રસેનનો** પ્રવેશ, **મસ્તાની** સાથે પ્રેમવીનોદ, **ચટપટ લટપટે** મળી **ચંદ્રસેનને** બાંધવો **મસ્તાની** તથા **લટપટનું** જવું **ચટપટની ચંદ્રસેનને** શીખામણ **સીપાઈનું** આવવું ધમાધમી.

૨ **કલ્યાણ સ્વામીનો ચટપટને બાવો ન થવા વીશે ઉપર** દેશ **શીરોમણીનો** પ્રવેશ, **ભગલાનો** મેળાપ જવુ, **પદ્મણીનું** પોતાના રૂપ વીશે વખાણ કરતા આવવું. ઇશકના મારનો દાખલો બધાનુ જવુ **મંજુળાનો** પ્રવેશ, ડાયવૉર્સ લેવાનો વીચાર બગીચામા જવું.

૩ **ચટપટ મંજુળાનો** ખુબી કારક પ્રેમ, મેળાપ, ધણી સાથે ન જવા વીશે વાત, **ચટપટની** યુક્તિ, પ્રપચનો જયજયકાર.

૪ **બાજીરાવની** બે ભાન સ્થીતી, સનીપાતના ચીન્હો બે ભાનમા ઉઠી ચલ્યા જવુ, બધાએ શોક કરવો તપાસ માટે જવું.

૫ **મંજુળા** અને **ચટપટનો** નાસી જવાનો નીશ્ચય **મંજુળાનો** ધણી **શીરોમણી** સાથે પદ્મણીને વળાવવાનો વીચાર, **શીરોમનીનુ** આગમન, બંન્નેની ધમાધમી, **મંજુળાની** માનું આવવુ. જમાઇને સમજાવવુ તથા છોકરીને શીખામણ દેવી. **મંજુળાનો** પ્રપચ, પ્રપચમા પાર ઉતરવુ નાસી જઈ **ચટપટને** મળવું

૬ **લક્ષ્મી** (ગોપીકાબાઈ) તથા **નાનાસાહેબનો** મેળાપ, પ્રીતી વીનોદ, સ્વીકાર, **કલ્યાણસ્વામીનું** આગમન, જોવુ પ્રસન્ન થવું **નાનાસાહેબને** સીપાઇથી **બાજીરાવ** ગુમ થયાની ખબર મળવી. જુદા પડવું

૭ મસાણમા બે ભાન સ્થીતીમાં **બાજીરાવનું** આવવું, **નાનાસાહેબ** તથા **બાજીરાવનો** મેળાપ, **દત્તાજીનું** બધાને તેડવા જવુ **કલ્યાણસ્વામીનું** આવવુ-**બાજીરાવનું** મૃત્યુ, **રામદાસ-**

**સ્વામીનું** દર્શન **પેશ્વાની** વંશાવળી સાભળવી, રાજ મંડળનું આવવુ **મસ્તાનીએ** ખંજરથી **ચંદ્રસેનને** મારવો, પોતે પણ મોતને હવાલે થવુ.

૮ ચટપટ, મંજુળાનું વાડીમા રાત રહેવું, **શીરેમણી પદ્મણી** તથા **ભ**ાલાનુ આવવુ, હાસ્યવીનોદ ધમાધમી સીપાઇનુ આવવું બંન્નેને કચેરીમા લઇ જવા.

૯ **નાનાસાહેબને** શાહુમહારાજ તરફથી **પેશવા** પદની સોંપણી તથા **નાનાસાહેબ** હસ્તે ગુન્હેગારનો ઇન્સાફ, છેવટનો **આનંદ આનંદ આનંદ.**



# બાજીરાવ-મસ્તાની

## નાટકના ગાયનો.



## અંક પહેલો



સુ૦ બા૦— ૧

જ્ઞાતા ગુરૂ ગીરનારી
દાતા દિન જન ભારી— જ્ઞાતા૦
અત્રી તનુ અવતારી
દીગંબર ત્રીપુરારી
ત્રીગુણાત્મક મોહમારી— જ્ઞાતા૦

બાળાઓ— ૨

(છે) દુનિયાની રંગત ન્યારી, કરે કાર્ય ન જોઈ વીચારી
(જે) એકે કુમતી ઉચારી, હા હા હા કરી લીયે ધારી.
ગાડરીઆ પ્રવાહ સમાને, અંધ થઈ વીચરશે આમ
પડે ન પારખ પંડીત પ્રેમી, ગોળ ખોળ સમ ખરચે દામ
કેસર કુમ કુમ એક ધારી, સરખી ગણે સતી વ્યભીચારી
(રે) કરે કસોટી નવ કોઈ કારી, પડી ટેવ ટળે ન નઠારી.

બાળાઓ—　　　　૩

તાત ધીર ધારી જુઓને ઇતિહાસમાં.
સુદ્ધ સતીઓ પ્રતાપ જગત પામીઓ પ્રકાશ--ધીર૦
સીતા દ્રૌપદી મંદોદરી ઉજાસમાં—
અહલ્યા તારા કુન્તા ભવે ભાસ
સોરઠાણીને પદ્માણી હુલાસમાં—
સત્ય કાજે વરી જઇ હુતાસ
ભાર્યા ભુષણ તે દાગ દુશણ વીના
કિર્ત્તી ચોપાસ અનીતિનો કરે નાશ—　　　　ધીર૦

દરબારીઓ તથા વારાંગના.　　　　૪

રહો અચળ સ્થળ મુખ સદા—
ભારત ધર્મના ભાણ, પ્રગટયા ચતુર સુજાણ.
તું થાઓ કલ્યાણ—અરીનષ્ટ
થાય નીશદીન ચરણ શરણ ઇચ્છે.
તજીને મહા મોહ આપદા.—　　　　રહો૦
પામો પુરપતી સર્વે જય જય જય જય.
ધારો સુનીતી ટાળો અનીતી.
જામે જુગ જશ જદા.—　　　　રહો૦

વારાંગના—　　　　૫

ગાઓ હળી મળી સૈયર.

આનંદથી ચહો ઉમાવર હર— ગાઓ૦
આ તન મન ધન વારે સહુ જન.
સુખ કરતા, દુઃખ હરતા, રૂપ ધરતા, ભુખ ભરતા,
સીવકટુ કંઠેશ્વર. ગાઓ૦
ધાકીટ કીટધા-કીટ કીર કીટધા.
કડાનધા કીટધા કડાનધા કીટધા કડાનધા.—ગાઓ૦

બાજીરાવ— ૬

ટાળુ લપ્પ ઝપેટમાં સર્વદા.
ભુચર ખર ખાળી રાખવો સદા.— ટાળુ૦
દીસાઓ ડોલાવું નીજનામ નમાવું.
જોશે આ ભુજા હાની વારી લેશે આપદા.
અનાડીને અતી શીક્ષા દેવી ન્યાયથી તદા.—ભુચ[redacted]
ચાતુરી ચલાવું ફંદામા ફસાવુ.
સપાટે સજા જરૂરે જમાવું હું જદા.
આર્ય ધર્મ વીરાધીને મસ્તકે મારૂં ગદા—ભુચર૦

લટપટ— ૭

લટપટ લાક્ષને લેહેણામાં નોકરી મળી ઝટપટ
ચટપટ ચીત મારૂ થાએ, તજવી ખાલી ખટપટ
નવ ભવે હવે માગવી પડશે, ભમી ભમીને ભીખ
રોજ મોજની બોળમાં ખંતે ફરશુ ઠીકાઠીક
કરવી પડશે નહીં માથા ઝીક, મોટા માનખાતાની નવ બીક,
( રહીશુ ગુલસ્તાનમાં, જમશુ મકાનમાં, સુતું મેદાનમાં

હવા આસમાનમાં, લઇસુ સટસટ )—લટપટ

બાજીરાવ
તથા સરદારો } ૮

ગામ ગરાસ લુંટીને લાવો રંભાવરો યુદ્ધમાં થઇ શુરા
રામ રમાવો તોડી દુષ્ટ તન કરો ચુરા
જંજીરે જકડી,-યવનો પકડી,-સકંજે સકડી,
પાપી કરો પુરા જનનીહાં, લજવોમાં,
ત્રડકી ઝડકી એ અરીઓ તણા ઝુંટાવો ધુરા. ગામ૦

મસ્તાની— ૯

મધુરી મુરતી આ. . . . . . . . . .
આવ્યો ઈંદ્ર એ અવનવો, ભૂતારવા મધુરી૦
મન મસ્તીમાં સ્થીર નવ રહેતું,
મલીન થઇ મતીઆ . .. . આવ્યો૦
મંત્ર ભૂરકીથી ભરમાવી
બાળે રતી પતી હાં ... ... ..... .આવ્યો૦

લટપટ— ૧૦

બસ હું બન્યો શું ફાંકડો જુઓ છત્રપતી આ છેલી-
વાવાવાજી વાવા
આડો છે મુછનો આંકડો, રહીશું રસ રંગમાં રેલી-
હાહાહાજી હાહા

આ ઠોકર એક ઠમકાવશું, તો મળશે રૂપીઆ થેલી-
વાવાવાજી વાવા
સુપદ્મણી પરણી લાવશું, ને બનાવશું હવેલી-
હાહાહાજી હાહા
બહુ ગાડી ઘોડા રાખશું ને થઇશું સુંદર સેલી-
વાવાવાજી વાવા
ચાકર પર ચાબુક દાખસું ને ફક્કડ બનશું ફેલી-
હાહાહાજી હાહા
નીત નાયકાઓ નચાવશું, ગાન તાને રહીશું ખેલી-
વાવાવાજી વાવા
ચતુરાઈ રીત ચલાવશું, મોજો કરશું મન મેલી-
હાહાહાજી હાહા
કોડો પતી કહાવું કરસું, કોક કળાએ કેલી-
વાવાવાજી વાવા
નવે કાને કોઈનું લાવશુ, આનંદની થાશે હેલી-
હાહાહાજી હાહા

મસ્તાની— ૧૧

સાહ્ય થજો શૈલેશ્વર સ્વામી, ધ્યાને ધરણી ધર ધરજોજી
કૃપા કૃપાળુ કરજો વાલા, વારે વેગે વેલા ચડજોજી—
એ .................... .............. સાહ્યથજો૦
ભાવીક ભક્તો ભવથી તાર્યા, ભય ભીડ ભંજન હરજોજી
ઉમાનાથ અરજી અબળાની,
આજે અંતરથી ન વીસરજોજી.

વીજયા સુરસરી તજજો ભોળા, વારવા માની ક જોજી-
એ . ............ ... ... .... ......... સાથી૦

મસ્તાની— ૧૨

અરે જા જા જા દુર થા થા થાને કુકર્મી કામી
પાપી પરાણે પ્રીત નવ થાયે લે તું માની-અરે૦

ચંદ્ર—

આન માન માનુંની તું શીદને સતાવે.
શર્મ તજીને સલુણી ભેટ જલ્દી ભાવે.

મસ્તાની—

શરીને સતાવવામાં હાની છે હરામી.
એ વાતમાં ન ખામી, નકામી, બદનામી-પાપી૦

લટપટ— ૧૩

ન સુખી સતીને સતાવનાર—
થાયે થાયે ખલકની વીશે ખ્વાર—(હા હા) ન૦
દુર્યોધનાદિ કીચકનો થયો છે સહાર.
રાવણાદિ દાનવે ખાધો છે રામા માટે માર.
જુઓ તે ચીતાર—જે જન રમે જાર,
અંતે છે લાચાર-પામે દુઃખ અપાર— ન૦

મસ્તાની— ૧૪

મીઠી મરમાળી આંખ અણીઆળી,
તન મન હરતી નમણી નીહાળી— આંખ૦

લલના લોભાણી છે, જોઈ જાદુવાળી.
કામ શરે ભેદીને, મર્મ સ્થળે છેદીને, દેહસુ પ્રજાળી,-આંખ૦
ભવ્ય મનોહરી છબી ભૂપ ભાળી.
નરવર નામીએ સાહુકર સ્વામી એ બનું હુસુ ખાળી-આંખ

મસ્તાની-- ૧૫

ચાલો રસીક રમાડુ રંગમા
સુખે સેજે સુવાડું સંગમાં
અનંગના ઉમંગમાં. ચાલો૦

બાજીરાવ-

વાહ વાલી મધુરી વાણી તારી લલચાવે આવાર
વા વા વા
ચાલી નહી ચાતુરી મારી નારી તું હુશીયાર
આ હા હા

મસ્તાની -

વાહાલા વખાણો વ્યર્થ મુજને હું અબળા
અવતાર.

બાજીરાવ-( કેમ, કેમ )

મસ્તાની--

સાથી સુજાણવીણ સ્યામા હોડી તરે નહી
ભવપાર (આ એમ) અનંગના, ઉમંગમાં.-ચાલો



# અંક બીજો.

કાશીબાઇ— ૧૬

હરી રાખો લાજરે અજીત નાથ કહેવાય સુખે દીન જાય,
હૈયું હરખાય વીજય કીરતીના જગ જશ ગવાય. હ૦
યવન દળને દળ કરીને આવ્યા અહીં રાય,
ભૂવન મંડળ સર કરીને સત્યે કીધી સહાય. હે૦

સખીઓ— ૧૭

સખી શરદ પુનમની રાત રળીયામણી રાજતીરે
લોલ એ... . ...સખી૦
નથી પતિ કરમની વાત કહું કયાંય હુ લાજતીરે
લોલ એ ..... ..સખી૦
અતિ મદન અગન તન બાળે કે બાવરીહુ થતીરે
લોલ
જતી તદન બદન ભાન ભૂલી કે ભાવથી ન સૂતી
રે લોલ એ... . સખી૦

## સાખી.

જોબન જોર વધ્યું વળી, ચિત્ત ચંચળ રહે રોજ,
પતિ વસ્યા પરદેશમાં પામી નહિ કાંઇ મોજ.
શયન ભુવન જતાં સેજમાં સ્વામી સાંભરી આવે,
નયન ભર્યાં મુજ નીરથી કૂર કામ સતાવે.

સાખી.

ધાસા વીત્યા વાયદા, વામા જોતી વાટ,
તરશ્યું ચાતક ટળવળે, પ્રેમ નીરને માટ.
સરખી સૈયર મળી હાંસી કરે છે, મારી નણુદલ મેણુંલાં
બોલે રે
સાસુ સંતાપે વળી દીયર દુભાવે જુઠી જેઠાણી જમડાં
બોલે રે. મર૦

નાનાસાહેબ— ૧૮

પીતાજી કરશે જે જન પાપ પામશે બદલો આપોઆપં
ડાળીપર બેસી મૂકે કાપ પડી પૃથ્વી પામે સંતાપ. પીતાજી૦
જુએ મૂખ લાવીને શુદ્ધ બાપ,
હશે તેવી પડશે ખરી છાપ,
કદી ક્રુર કામ કરે જો બાપ,
પુત્રને આપે નહી પ્રભુ તાપ,
બાળ દુભવી શીરલ્યો શીદ શ્રાપ,
શાણા થઇને શું ખાઓ થાપ— પીતાજી૦

બાજીરાવ— ૧૯

જારે જારે જારે કપુત કુંવર મુજને શું સમજાવ
બહુ બકી મુજને શું બનાવં— જારે૦
છકેલ છોકરાં શીખ શું આપ.
બાળકથી કદી બીશે ન બાપ.

નાનાસાહેબ—

ઇશ પ્રતાપ, છે અમાપ, માનો આપ,

બાજીરાવ —(ચાલુ-જાવ) જારે૦

નાનાસાહેબ ૨૦

પીતા ભાન ભુલોના, પડી પાપી સ્ત્રીને પાસે.
પુત્રને ફસાવ્યો ફંદેહા— પીતા૦

સાખી

સાચુ કહેતાં આ સજા, છે અવલો એ ન્યાય.
વીષ વેલી વાવે કદી, અમૃત ફળ નવ થાય.
કોગટના ફુલોના, પછી પસ્તાવો થાશે.
શત્રુને હસાવો રૂદેકા— પીતા૦

ચટપટ— ૨૧

પીયે ફેવી બ્રાન્ડી ઉલટાંમ બાટલીને ફોડી (ડટ ડટ)
મળી બેચાર દોસ્ત, જાશું ખાવાને ગોસ્ત.— પીયે૦
પુલાવ પાંઉં સારા, ખાઉં ચાવલ હુ ખારા.
જાઉં મારગ સુથારાની હું સટસટ.
રહીએ રાગ રંગમાં, કોના બાપની તમા.
પ્યારીને ધારીને રમશું વીઝારીને ચાલો ચટપટ.— પીયે૦

ચંદ્રસેન— ૨૨

ગઈ ગૂમથઈ મસ્તાની એ પ્યારી રે મારી,

કષ્ટ દુઃખ દીલ દુભાવ્યુ રે મુજને વિસારી.
વન વન તન ભટકેછે આજ,
છોડી અનધન સુખ સહુરાજ.
કાજ તારે થયો તારાજ,
ધાજ કારી કર્યો નારાજ.
આજથી છોડી સરવે લાજ,
ભમીને ભાળ લઉં તારી.— ગષ્ઠ

દાસીઓ— ૨૩

બની ઠની સુંદર શેઠાણી શોભે શૃંગાર આ
જુઓ નાજુક નવેલી નાર આ. બની૦

નાયકા—

મોટા ભુપ નમાવું ચુપ બનાવું,
ધનશ્વરા હરૂં કામ વશ કરૂં કૃતીમ પ્યારમાં. બ૦

દાસીઓ—

જગજીતા જાણે છે તમામ,
હાવ ભાવે કરો સરવે કામ.

નાયકા—

જો ધારૂ તો યારને નચાવું તારમાં મોટા,

ઊસ્તાદ— ૨૪.

ઘૂમટ તજ હરી બોલો તત્ર રંગોલો અખીયન ખોલો. ઘુમટ

ઝુંઠ જગત જંજાલમે જમકે અવસર ખોત અમોલો.
રામનામ રસનાસે રટલે કૃતાંત કરી કો છોલો, ઘુમડ.
મૂરખચું માનત સદા હમકાટત હય કાલ
પરમામર જાને નહી બડી કાલકી ફાલ
જોબન કે દીન ચાર હય તુટત તનકા તાલ
મૂઠકાન કયુના ભજે દીનકો દેવ દયાલ. ઘુમડ.

માયકા— ૨૫.

મુજે મારડારો ન, જીના અચ્છાહુયે,
અગર ચીર દેખો ન, સીના અચ્છા હુયે મુ૦
બાત્તરી બની રીરત મોહ તજી મનસે,
નહી ભાતા ખાના ન, પીના અચ્છા હય. મુ૦
બેતફાન, સરકો કલમ કરયે મેરે તનસે
બહેતર એવજ લેના કીના અચ્છા હય. મુ૦
બુલબુલે સૈયાદ જુદા કર ન ગુલશનસે;
અતર ખુશબો તરસે યે હીના અચ્છા હય. મુ૦

થટપટ— ૨૬

જો જો આ મારી સ્થીતી ખેંચી લીધી ખ્વારી,
મે કર્મ કાળુ કીધુ નીચ નારથી
શઠ મદન શંકરે નાંખ્યો બાળી
શઠ મદન દેહ મારી પ્રજાળી
ભરમાયો વાતે ભોળી લીધી રક્ષા ચોળી
નવ રીતી સારી ખોળી ઇજત બધી બોળી

હું અન્યો એ હાલ તજી બ્રહ્મ અંશ થયો ચંડાળ
જાગ્યો કુળમાં હું બુદ્ધી હીણો બાળ. અન્યો૦
નીચ નારી સંગે જાવું ન કોઇ કાળ,

છોકરા— ૨૭

મારો મારો આ ચટપટને
યુક્તીથી પગ પકડીને પછાડો આ ચટપટને.

ચટપટ—

ભાઇઓ ગો બ્રાહ્મણ જાણી ઉગારો આ ચટપટને

છોકરા—

પાક મેથીનો પ્રેમ થકી ચખાડો આ ચટપટને મારો૦

ચટપટ—

તમ સહુનું કલ્યાણજ થાશે નારો આ ચટપટને

છોકરા—

ફેંક ભાઇ કલ્યાણ કુવામાં પાડો આ ચટપટને
મારો૦

મસ્તાની— ૨૮

રસીયા રસિક મમ જાગો જીવન મારા
( સીત સીત સીત )
તમે જાગો જીવન મારા પાતળીયા પ્રીતમ પ્યારા
( સીત સીત સીત ) રસીયા૦

ઘુતી નીદ્રાથી લપટાણા રે સુભાગી થઇ સપડાણાં
વીરહ અગનથી દુઃખી નવ કરો દારા ( સીત સીત
સીત ) રસીયા૦

શુભ અવસર આ વીતી જાયે રે પછી જાગેથી શુ થાયે
કમળ પ્રહારથી સદ્‌ગુણ સજો સારા ( સીત સીત
સીત ) રસીયા૦

ગુણ ગુલાબ જળમાં દીઠા રે લાગે મધુથી મીઠા
સ્વામીને જગાડ ભાઈ ગુણ હું ગાઈશ તારા
( સીત સીત સીત-રસીયા૦

બાજીરાવ— ૨૯

આવોજી આવ ન જરી રીસાઓ સલુણી સ્યામા પ્રાણ
• ભામની ભાવે ભેટીશ તુ હર્ષ ધારી--આવોજી૦

મસ્તાની—

દીયો ન દમ દાદ ન દઉ ધુર્ત્ત વિદ્યા જાણી
સ્વામી મુજને સમજો ‘ાણી નથી નથી હુ ..દાન આ.
કરો જંગ સુમ ગ નરી સામળીયા પાતળીયાજી
પ્રસન કરો.

બાજીરાવ—

રહો રંગ અનંગ તરંગની લહેરે પ્રાણ પ્રિયા સું
પ્રેમ કરો-દીઓ.

નાનાસાહેબ— ૩૦

પાપીએ પ્રપંચથી ફસાવ્યો મને કળ છળ બળમાં
વ્યાપિ પીતુ કંશથી વિશેષ અનિતિ અવનિ તળમાં

બાજીરાવ—

બોલ શું તું બહુ બળમાં વ્યાપે ઝાળ પળ પળમાં
તું અંગાર મુજ કુળમાં ખોશે પ્રાણ આ સ્થળમાં

નાના સાહેબ—કૂર આ કળી રૂપે વરચો છે આપ નળમાં.

બાજીરાવ—જા જા મૃત હોમ નહિ અ નળમાં—પાપી૦

મસ્તાની— ૩૧

ઈશ્વર આશો કોપ અચાનક અબળાપર આવો.
વીના વાંકથી એ વનમાળી મુજને શું તાવો—ઈ૦
ધર્મ કરતા ધાડજ વળગી શામળ કર સાવો.
ખાય દયા ડાકણને આતો ધરણીપતી ધાવો— ઈ૦
સદગુણ શાળી મમ સ્વામીને આવી સમજાવો.
દયા દારાની દાખો દીલમાં દીનનો છે દાવો—ઈ૦
ધરો કાનમાં અરજી કેશવ કરૂણા નીધી કહાવો.
અબળા હું આધાર વીનાની બુડતાં બચાવો.—ઈ૦



# અંક ત્રીજો.

---

મસ્તાની— ૩૨

નફટ નિડર દુરરે ગમાર,
મરણનો માથે લે શીદ ભાર— નફ૦
કળ બળમાં વળી છળમાં છળાઇશ નહીં તલભાર-નફ૦

ચંદ્રસેન—

પ્યાસી પ્રેમી અધરામૃત રસનાને પ્યારીપા.-અહા,
હાંસી કાં રહેમી થઇને કર આ છે કારી ઘા-અહા.

મસ્તાની—

પાપી તારી અંતે ખ્વારી થાશે તજને તું વ્યભિચાર,
નફ૦

સીપાઇ ૩૩

ઓ બાપલીયા ખાધો ભૂતે ચીત મુજ ચળીયું ચમકારે
ડાકણ શાકણ યક્ષ પીશાચણ મને ડરાવે ઠમકારે.
ગડબડ સડબડ જો કરૂં તો મને ભાખી જાય ભમકારે.
ધડબડ કરતું ધડપ લઇ શું ધરણી પડીયું ધમકારે. ઓ૦

શીરોમણી—　　　　૩૪

કેવી અકલ કોડીલાની કહોને જરીક,
ગળે ફંટીનું પડ ધરી ઠીક ઠીક ઠીક.
શીખ દીધીછે માત, ભારે થઈ રહેવું ભાત,
તેથી ખુશી ખરેખાત્ત, વહો વાહ, વાહ, વાહ
આસરે સીધાવું બાયડી બોલાવુ,
એવો હુ બહાદર જવાન ( આ હા હા હા )
રૂપ કેવું મારું નરવરથી સારું જરા જો જો વારૂં
અરે હાં હાં હાં—

પદ્માણી—　　　　૩૫

જોબન રગે રંગાતી છાતી સુપકવ અનાર,
છાતી સુપકવ અનાર હીરાનો હાર શોભીત સુખકાર.
રંગાતી૦

કટી કેશ ભારે લચકાતી વાયુ વેગથી હું વહી જાતી,
ગાલઆ, લાલશા, રંગીલી, રસીલી, છબીલી હું નાર.
હશે પુન્યશાળી કોઇ મને ચાહનાર.—　　રંગાતી૦

મંજુળા—　　　　૩૬

અલબેલી હું છું નાર નવેલી કેવી મારી લટક
ચાલ ચટક મટક,
મળ્યો મંકી પતિ હું સ્વતંત્ર છકેલીને મીજાજે ફડક
સુદખનો શું છે હક.

ઘેરૂં પોલકું સુંદર સાડી સ્લીપર ચસમાની ચમક
દેખી થાય સહુ છક,
વર શોખીન ઇગ્લીશ મેન હું વર છોડી ઝાંકીના કર
બસ ખોવી ન તક.

( યસ, યસ, ઑફ્સરાઈટ. )
બસ ગાર્ડનમાં જઇ બાંધુ તર્ક,
માય માઇન્ડ કહે તે કરવું વર્ક.— અલબેલી૦

મંજુળા— ૩૭

લલનાની લટક ચાલ જુઓ સ્વામીન,

ચટપટ—

અહો હર્ષ ઘેલી વહાલી રતી રસમાં છે લીન.

મંજુળા—

( છેતરીછે છળે, )

ચટપટ—

( બાળા બાંધ્યા બળે. )

મંજુળા—

પ્રેમ પાસ નાખવામાં દીસો પ્રવીણ,

ચટપટ

અરે સ્નેહ સુત્રે બાંધી કર્યો ચટપટને દીન.

મંજુળા—

( છો છોગાળા છેલ )

ચટપટ—

( કરો સેલુનની સહેલ, ) લાવની

શીરોમણી— ૩૮

સુધારામાં આસાર કે બાઇડીનો ખાવિાબાર,
લાત લાગી ચાર, ગડદા તમાચાનો નહીં
પાર. સુ૦
તુંછે મારી હુંછું તારો જરીકતો વિચાર.

મંજુળા—મુઆ લેતો જાને ગમાર,

શીરોમણી—હાય વાગ્યા બાપલીયા બાર,

મંજુળા— ( ગો અવે ડેમ ફુલ સ્ટુપીટ બ્લાગડ, )

શીરોમણી— ( હાય બાપ આ વળી શુ ગડબડ)

મંજુળા— (વળી બડબડ લે ત્યારે થપ્પડ ) સુ૦

ભગલો— ૩૯

ડગ ભરો શીરોમણી સાબરે,
બાપુ મહા પતા તમે ચાલો,

પદ્માણી—

આપણે રહી દુખમાં લાબરે
કરી લીધો મેં મનથી બહાસો,

શીરીમણી—( ભગલા તું છો શાણોરે )

ભગલો—( તે પાડ આપનો જાણુંરે )

પદ્મણી—( હવે રાતે રમત માણું રે )

ભગલો—

( ઠીક છે બાપજી હાં હાં હાં
બેટમજી છે રાત આંધળા
બસ માશુકથી માહાલો ) ઠંગરૂ

લક્ષ્મી— ૪૦

નવ જાણું અંગમાં મુજને આ શું થતું હશે
નવ રાત્રી રંગમાં દીલ ફરકી આ થતુ દીશે
ઉર સ્થળ બે ઉપસી આવે ચિત્ત ચચળતા બતાવે
હવે હું થઈ કામની મટી મુગ્ધા નામની
નીતબો જગમાં જબરાઈથી જતાં ધશે. નવ૦

લક્ષ્મી— ૪૧

રે સલુણા શામ જાઓ શું દુઃખી કરી,
અરે આ મીન વારી વિણ જશે નક્કી મરી.

નાનાસાહેબ—

શાણીરે સુખકર છું, દુઃખ હરવું,
હૃદયે રહી ઠરી સુંદરી

લક્ષ્મી—

આણી રે નહીં જરી તમસંગ હું,
રતી રંગ હું વિધિએ છુટી કરી,

નાનાસાહેબ—

ગોરી કાં ઘેલી થા ઘેલી થા
મીલાવશે હરી. રે સહુણા,

કલ્યાણસ્વામી— ૪૨

દેવા દેવ કૃપાળ ગુરૂ દીનના.
શેવા કરૂ શક્તીથી
દેવા દરશન આવી ઘો નરહરી,
ભાવે ભજું ભક્તીથી.
ટાલો તાપ કુતાપ તન તણા.
આળો રૂડી રૂક્તીથી.
આધી વ્યાધી ઊપાધીને ચળ કરી,
પાળો પ્રભુની જુક્તીથી.

મસ્તાની— ૪૩

નીરાકાર નીરંજન નાથ હરી,
ક્ષમા કરજો સ્વામી મમ દોષ,
તજીને રોષ દયાળુ તાત હરી— નીરાકાર૦
મમતામાં ભૂલી ગઈ તુંજને જાણી વિકટ નવ વાટ

ધાર્યા કૂર ઘાટ લજાવી જાત હરી— નીરાકાર૦
કર્મ કુડાં કહેતાં કપૂંજું જાણ્યા નહી સાક્ષાત.
હવે દેહ પાત કરૂં આપઘાત હરી— નીરાકાર૦

પદ્મણી— ૪૪

બની બની તારા રૂપે હુ દીવાની,
પ્યારા પ્રેમે હુ થઇ તારી જાની.

ભગલો—

વહાલી વસો મુજ આવી અતરમાં,
મોહની નાખી વશ કીધો છુમંતરમાં.

પદ્મણી—

તારી સારી, આંખો કારી, કામણગારી
વારી વારી
ચેહરો ન કોઇ તુજ સાની. ( હલો હલો, ) પ્યારા૦

ભગલો—

આવો આવો ઓરા આવો દયા લાવો
મહેરબાન,

પદ્મણી— લ્યો પ્રીતોનીઆજે નીશાની ( હલો હલો ) પ્યારા૦

( ૩૭ )

ભગલો— પ્યારી આવો બેઠી જાવો,

( વ્હાલી એમ કાં વિચારો છો આવી જાવ. )

પદ્માણી—( રાખો કાંઇ લજ્જા શરમ )

[illegible]—( મીઠ્ઠી મારી જાવા દો )

[illegible]—( ધરો કાંઇ મનમાં ધરમ )

—( મોજ મજા થાવા દો )

—( હાથે હાથ ઝાલીને લટકાથી ચાલીયે મલકતા )

—( હું ઠાકોર તું થઇ ઠકરાણી )

પ[illegible]ણી—( ઓય ઓય )

રહેવું આનંદ રોજ મોજ માણી— પ્યારા૦

કુંચની [illegible]— ૪૫

ઝમ ઝુમ છનનનનન બીછવા,

ગાજત પુની ઘુઘરૂ કરત ઘુમ ઘનનનનનનન

બાજત મૃદંગ ખુંમ ખનનનનન— ઝુમ૦

[illegible] ખૂશનકી, ફેર ઉડત હય,

તાન [illegible] [illegible] [illegible]નનનનન—

રંગ રાગકી [illegible],

દંપતી રહે સુખ [illegible]

સર્વપાત્રો— ૪૬

સ્વામી ગુણગામી અંતરયામી પ્રભુ નામી ધરું ધ્યાન
કાર્ય કુડાં કીધા નષ્ટ નરાધમોનો ભુમાં નાશ.
જીવન ભક્ત તણા ભીડ ભંજન કરૂણા કરજો કાન. —સ્વા



# જાહેર ખબર [illegible] ન.

નીચે લખેલી બુકો શ્રી ભારત નાટક સભા
નીનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. માટે
સાહેબને જોઈતાં હશે તેમણે રોકડી કીંમતથી
મંગાવી લેવાં. નાટપેડ કાગળ રાખવામાં
આવશે નહી.

| નામ. | | | | કીંમત. |
|---|---|---|---|---|
| ચિત્ર-વિજય નાટકનાં ગાયનો... | | | ... | ૦—૨—૦ |
| રમણસિંહ | ... | ... | .. | |
| હરિશ્ચંદ્ર... | ... | ... | ... | |
| અભજ્ઞાનિક | ... | .. | ... | |
| જોગીરાજ | ... | ... | ... | ૦ |
| કૃષ્ણ ચરિત્ર | .. | .. | ... | ૦— |
| સુધન્વા... | .. | ... | ... | ૦— |
| વિજય-કમળા. | ... | .. | ... | ૦—૨ |
| અદ્રિક. | ... | ... | ... | ૦ |

શ્રી ભારત નાટક સભા